લેખિકા સંધ્યા રાવ
કલા શ્રીવિદ્યા નટરાજન
અનુવાદ મમતા પંડ્યા




પંજાબની એક લોકકથા

# કુસ્તીની મસ્તી




Eyes on the Peacock's Tail *a folktale from Rajasthan*
Magic Vessels *a folktale from Tamilnadu*
Hiss, Don't Bite! *a folktale from Bengal*
A Curly Tale *a folktale from Bihar*
All Free *a folktale from Gujarat*
Mazzoo Mazzoo *a folktale from Kashmir*
Wrestling Mania *a folktale from Punjab*
Sweet and Salty *a folktale from Andhra Pradesh*

Kustini masti (Gujarati)
ISBN 978-81-8146-012-7

First published in India, 2003
Reprinted in 2005, 2012



Published by
Tulika Publishers, 24/1 Ganapathy Colony Third Street, Teynampet, Chennai 600 018, India
*email* tulikabooks@vsnl.com *website* www.tulikabooks.com

Tulika

પંજાબની એક લોકકથા

# કુસ્તીની મસ્તી



લેખિકા સંધ્યા રાવ
કલા શ્રીવિદ્યા નટરાજન
અનુવાદ મમતા પંડ્યા



તરલોચન સતલજ નદીની આ બાજુ રહેનારાઓમાંનો સહુથી સારો કુસ્તીબાજ હતો. કેટલાયે લોકો સાથે એણે શક્તિ અજમાવેલી. એને એ લોકોને વારંવાર હરાવવાનો હવે કંટાળો આવવા લાગ્યો હતો. કંઈ જુદુ સાહસ કરવાની ઈચ્છા હતી.

એક દિવસ સરસોંના ખેતરમાં ટ્રેક્ટર ચલાવતા હતાં, ત્યારે તેનો દોસ્ત પપ્પુ કહે, "સાંભળ્યું છે કે નદીની પેલે પાર પરમજીત નામનો જુવાન રહે છે. ખૂબ સારો કુસ્તીબાજ ગણાય છે."

તરલોચને પૂછ્યુ, "ઓયે, તને શી રીતે ખબર?"

પપ્પુ કહે, "મારા પટિયાલાના મંજૂચાચી ખરાં ને? એ કહેતા હતા." તરલોચનને ખોટું ન લાગે તેમ પપ્પુએ જલ્દી કીધું, "પણ મેં તો એમને કહી દીધું કે આપણો તરલોચન સહુથી સારો છે હોં."

પણ તરલોચન તો બીજા વિચારે ચડી ગયેલો અને કહ્યું, "એની સાથે કુસ્તી લડવાની કેવી મજા આવે.

સવાર પડી અને તરલોચને ખભા ઉપર નાખ્યો લોટનો કોથળો... પૂરા એક હજાર કિલોનું વજન! અને નદી ઓળંગવા નીકળી પડ્યો.

નદીએ પહોંચ્યો, ભૂખ્યો અને તરસ્યો, કિનારે બેસીને એણે ગરમ ગરમ રોટલી બનાવી... પૂરી એક સો રોટલી ખાઈ ગયો અને નદીનું બધુ પાણી પી ગયો. હુરરરરરરરરર! ત્યાં તો તરલોચનની પાછળથી અવાજ આવ્યો. ફરીને જુએ છે ત્યાં તો એક હાથી તેના પર હુમલો કરવાની તૈયારીમાં હતો.

હાથી ગુસ્સામાં હતો. તેણે ચીસ પાડી, "મારું પાણી કેમ પી ગયો?"

તરલોચને કહ્યું, "માફ કરજોજી."

પણ હાથી તો ધુઆં-ફુઆં થઈને તરલોચન સામે દોડ્યો. તરલોચન બાજુમાં ખસી ગયો અને હાથીને પૂંછડીથી ઉપાડી ખભે નાખીને નદી ઓળંગી ગયો.





પરમજીતને ઘરે પહોંચી ગયો. "ઓયે, પરમજીત્તા ઘેર છે કે?" તેણે સાદ કર્યો.

તેની ઘરવાળીએ દરવાજો ખોલ્યો, "ઘરે નથી. તે બળતણ ભેગું કરવા ગયા છે."

"ચંગા, ભાભી. એને કહેજોને કે નદીપારથી તરલોચનને તેની સાથે કુસ્તી લડવી છે. અરે હા, તમારે માટે એક ભેટ લાવ્યો છું."

"એમ કહેતા તેણે હાથીને તેના ફળિયામાં નાખ્યો. મમ્મ્મ્મ્મ્મી....!" ઘરમાંથી એક તીણો રોતલ અવાજ આવ્યો. "મમ્મી ઘરમાં ઉંદર આવી ગયો છે."

"આ તો હાથી છે, બેટા. સાવરણીથી બહાર ખસેડી દે ને? કકળાટ શા માટે કરે છે?"

તરલોચને વિચાર્યું એવું કેવું છોકરું કે હાથીને ઉંદર માને છે? તો પછી તેનો બાપ કેવો હશે? હમ્મ્મ્મ...

તરલોચન ધીરા સાદે ગણગણવા લાગ્યો. નીલગિરીનાં ઝાડમાંથી ઠંડી હવા આવતી હતી. ત્યાં તો ધૂળનું એક મોટું વાદળ દેખાયું. વાદળું તો નજીક આવતું જાય અને મોટું થતું જાય છે. જાણે ધૂળનું વંટોળ. ધૂળમાંથી દેખાણો પરમજીત. બસ્સો ગાડાં ભરીને બળતણ લઈ આવ્યો હતો અને બસ્સો ગાડાં જાતે ખેંચતો આવતો હતો.

“ઓયે પરમજીત્તા, તારી સાથે કુસ્તી લડવા આવ્યો છું ભાઈ” તરલોચને તેને આવકાર્યો.

“ઓહો, તને તો હું ઓળખું છું. પેલી નદી પારનો કુસ્તીબાજ તરલોચન. એજ છે ને તું? ઓયે તને મળવાની ઈચ્છા તો ક્યારની હતી. ચાલ આવી જા મેદાનમાં.

“અરે! એટલે જ તો આવ્યો છું, ભાઈ. તૈયાર છે કે?” તરલોચન તો કુસ્તી લડવા ઉત્સુક હતો.

પરમજીતે કહ્યું, “અહીંયા નહીં, અહીંયા નહીં, અહીંયા આપણને જોવાવાળું કોણ છે? આપણે તો જાણીતા છીએ, લોચનપાજી. આપણને જોવાવાળા તો જોઈએ ને?

“હાંજી, એ તો ખરું. તરલોચન કહે. પણ એમ કહે, આ જોવાવાળાં ક્યાંથી કાઢવાં?”



તરલોચન અને પરમજીત માથું ખજવાળતાં વિચારમાં પડી ગયા. ત્યાં તો ધીરે ધીરે ચાલતાં એક માજી નીકળ્યાં. માથે મજાનો ગુલાબી દુપટ્ટો ઓઢેલો અને દુપટ્ટામાંથી દેખાતાં હતાં રૂપેરી સફેદ વાળ.

"બીજી, બીજી," પરમજીતે સાદ પાડ્યો, "અમારી કુસ્તી જોશો. અમે બંને સહુથી સારા, સહુથી શૂરા અને સહુથી ઉત્તમ કુસ્તીબાજ."

"જોવાનું તો બહુ ગમે બેટાં!" માજીએ કહ્યું. "પણ અત્યારે ઊભા રહેવાય તેમ નથી. પેલી જસ્સુ મારા ઊંટ લઈને ભાગી ગઈ છે. તેને પકડીશ નહીં તો મારા દોઢસો ઊંટ ગુમાવીશ."





બંનેના મોઢાં પડી ગયાં. માજીએ જોયું કે આ બંને તો ખુબ નિરાશ થઈ ગયા છે. તેણે પોતાનો ડાબો હાથ લાંબો કર્યો અને કહ્યું કે, "લો મારી હથેળી ઉપર બંને ચડી જાવ. તમ તમારે કુસ્તી ચાલુ કરો. હું દોડતી જઈશ અને તમારી કુસ્તી જોતી જઈશ."

બંને સાથે બોલી ઉઠ્યા, "એ વાત તો ઉત્તમ બીજી." કૂદી પડ્યા માજીની હથેળી ઉપર અને કુસ્તી લડવા મંડી પડ્યા. માજી ધીરે ધીરે ડુંગર ચડતા ગયા.



ત્યાં તો બીજા ડુંગરની ટોચ ઉપરથી જસ્સુ માજીને જોઈ ગઈ. માજી હુફ્ફ હુફ્ફ કરતાં જસ્સુ તરફ આવતા હતા. "બાપ રે!" જસ્સુને થયું. "માજી તો આખી સેના લઈને મારી પાછળ પડ્યા છે."

જસ્સુએ નાની એવી ચીસ પાડી. તેના અવાજથી ડુંગરના ઝાડ તો મૂળીયા સાથે બહાર નીકળી પડ્યા. જસ્સુએ બધા ઊંટને એક લાલ અને લીલી ચાદરમાં નાખીને પોટલું બાંધી દીધું. પોટલું ઢસડતી જસ્સુ દોડવા લાગી.

પોટલામાં ઊંટ તો આમ થાય ને તેમ. એકબીજાને ભટકાય અને ડુંગર પર ઢસડાતાં જાય. ગુડગુડ ગુડગુડ... ગુડગુડ ગુડગુડ... દોઢસો ઊંટ ગુડ ગુડ કરતા જાય.

"ચૂપ રહો ને!" જસ્સુએ રાડ પાડી. "આ ગુડગુડ ગુડગુડ બંધ કરો તો! ભૂખ્યા થયા છો કે?" જસ્સુએ તો એક હાથની તરાપ મારીને સફરજન અને નારંગીની એક વાડી ઉપાડી લીધી. બાજુમાંથી પપૈયાની બીજી વાડી ઉપાડી અને બંને વાડીઓ પોટલામાં નાખી.



"ઓયે કુડી, આ મારી વાડી કયાં સાફ કરી નાખી. ખેડૂતે રાડ પાડી.

"એમ છે, તો તું પણ ચાલને સાથે" તેમ કહેતાં જસ્સુએ ખેડૂતને ઉપાડ્યો અને નાખ્યો તેના પોટલામાં. તેમાં બે-ત્રણ બકરાંઓ અને બીજી બે ગાય. બધું દોડતા દોડતા જસ્સુએ પોટલામાં નાખ્યું. દોડતા દોડતા જસ્સુ એક નાના ગામમાં પહોંચી. આખરે એક મિઠાઈની દુકાન સામે ઊભી રહી. ઘડ દઈને અંદર ગઈ અને કંદોઈને હુકમ કર્યો, "જલ્દી હલવાપૂરી આપજે તો."

મિઠાઈવાળાએ કહ્યું, "પૈસા આપ, તો આપું."

"જસ્સુએ કહ્યું ,હંહ." મારી એક ઝપાટ અને મિઠાઈવાળો, તેની મિઠાઈઓ, તેની દુકાન અને પેલુ ગામ....બધાને નાંખી દીધા પોટલામાં.

હવે તો પોટલુંએ એવું ભરાઈ ગયું કે જાણે હમણાં ગાઠ છૂટી જશે. પોટલું લઈ જસ્સુ દોડવા લાગી. દોડતી દોડતી ડુંગરાઓ ચડવા લાગી. એક ચડે ને એક ઉતરે...

દોડતા દોડતા જસ્સુની આંખો ખૂબ ભારે થઈ ગઈ. એવી ઊંઘ આવવા લાગી કે એક ડગલું પણ આગળ ન ભરાય. જસ્સુએ એક મોટું એવું તરબૂચ લીધું. તરબૂચમાં કાપો મૂક્યો અને કાપામાં પોટલાની બધી વસ્તુઓ ભરી દીધી. પછી તો તરબૂચ માથા નીચે મૂકી જસ્સુ ઊંઘી ગઈ.

ઘણા દિવસો પછી જસ્સુ જાગી. જોયું કે તે એક ટાપુ ઉપર હતી. આજુબાજુ મજાનું ભૂરું પાણી. આકાશમાં ઊંચે સૂર્ય ચમકે અને ચારે બાજુ જસ્સુનાં પોટલામાં હતી તે બધી વસ્તુઓ. ઊંટ અને ઝાડ, ખેડૂત અને ખેતર, ગાય અને બકરીઓ, મિઠાઈની દુકાન, મિઠાઈવાળો અને નાનું એવું ગામ.

ટાપુ ઉપર તો બધાંને ખૂબ ગમવા લાગ્યું. ત્યાં જ રહેવાનું નક્કી કર્યું અને જસ્સુએ તો મિઠાઈવાળા સાથે લગ્ન પણ કરી નાખ્યાં.





પણ પેલા માજીનું શું થયું? ઓહ, માજીએ તો થાકીને જસ્સુ પાછળ ભાગવાનું ક્યારનું માંડી વાળ્યું હતું. માજી થાક્યા પાક્યા ટેકરી ઉપર એક વડલા નીચે બેઠા હતા. અચાનક ચારે બાજુ જુએ તો કેટલાંયે છોકરાઓ...

મોટાંને નાનાં, જાડાં અને પાતળાં, ઊંચા ને નીચા... છોકરાઓ જ છોકરાઓ. માજી તો ખૂબ નવાઈ પામ્યા. આ બધા ક્યાંથી આવ્યા?

છોકરાઓ બધા માજીની ડાબી હથેળી તરફ જોતા હતા. માજીએ પણ ત્યાં નજર ફેરવી અને કહ્યું, "અરે! હું તો ભૂલી જ ગઈ હતી. તમે બંને હજી અહીંયા જ છો. એટલે જ મારા હાથ આટલા ભારે અને થાકેલા લાગે છે." તરલોચન અને પરમજીત માજીની હથેળી ઉપર કુસ્તીમાં મશગૂલ હતા.

માજીએ બંનેને હથેળી પરથી નીચે મૂક્યા. પણ તે બંનેની કુસ્તી ચાલુ ને ચાલુ રહી. છોકરાંઓને ખૂબ મજા આવી ગઈ. બંનેને પ્રોત્સાહન આપતાં રાડારાડી કરવા લાગ્યા. હો હો અને તાળીઓથી બધુ ગૂંજી ઉઠયું.

ધીરે ધીરે માજી ગિરદીમાંથી બહાર નીકળી ગયા. એક બે ઊંડા શ્વાસ લીધાં. દુપટ્ટો માથે સરખો ઓઢીને પાછા પોતાને રસ્તે નીકળી પડયા. આ વખતે ચાલતા ચાલતા આગળ વધ્યા.

રાત પડી. છોકરાંઓ ભૂખ્યા થયા ને પોતપોતાને ઘરે ગયા પણ તરલોચન અને પરમજીત કુસ્તી લડતાં રહ્યાં, સવારો સવાર લડતા રહ્યાં.

સૂરજ ઉગ્યો ત્યારે તો બંને જણા જમીન ઉપર લાંબા થઈ અને ઊંઘી ગયા. સખત ઊંઘ... એવા નસકોરાં બોલાવે અને ઊંઘમાં પણ જાણે લડતા હોય તેમ ઊંહ ઊંહ એવા અવાજો કરતા જાય અને હાથ આમ તેમ ઉછાળતા જાય.

ન કોઈ જીત્યું, ન કોઈ હાર્યું. પણ બંનેને થયો ખૂબ સંતોષ. બંનેના સપના સાકાર થયા. એ બે જુવાન કુસ્તીખોર એક એવા મુલ્કના હતા કે જ્યાંના યુવાન-યુવતીઓ ખૂબ જ શક્તિશાળી અને બહાદુર છે.

બલ્લે! બલ્લે!



પુસ્તકની ચિત્રશૈલીમાંથી પંજાબ અને તેના રમુજી અને બહાદુર લોકોની અસલી મહેક આવે છે. ચિત્રોમાં પંજાબના પ્રખ્યાત ભરતકામ – ફુલકારીની ભાત વાપરવામાં આવી છે. ફુલકારીમાં સોનેરી, લીલા અને પીળા રેશમી દોરાઓ દ્વારા એક બાગ અથવા બગીચા જેવી ડિઝાઈન કરવામાં આવે છે. એક એક ટાંકો સરખો હોવો જરૂરી છે કે જેથી સુંદર ભાત બને. પણ નજર ન લાગે તે માટે એક ટાંકો ખોટો મૂકવામાં આવે છે.

**વડલાની છાયામાં** ઘણી વસ્તુઓ થાય છે. થાકેલા પ્રવાસીઓ એના છાંયડામાં વિરામ કરે છે. શાણા સાધકો ધ્યાન ધરે છે, ગામના લોકો વિવાદો હલ કરવા સાથે બેસે છે. તેઓ વાર્તાઓ પણ સાંભળે છે. આ ભારતના જુદા જુદા ભાગોની લોકકથા શ્રેણી છે. ચાર વર્ષ અને ઉપરની ઉંમરના માટે આદર્શ.

**કુસ્તીની મસ્તી** પંજાબની એક લોકવાર્તા છે. મોટા તગડા તરલોચન અને પરમજીતને કુસ્તી લડવાનું મન થયું, પણ જોવાવાળા ન મળે! એક માજી જોવા માટે રાજી થયા અને ચાલુ થઈ ગઈ મસ્તી!



**સંધ્યા રાવ** તૂલિકા સાથે સંપાદક તરીકે તેમણે બાળકો માટે ઘણા પુસ્તકો લખ્યા છે અને અનુવાદ કર્યા છે. સંધ્યા માને છે કે જુદા જુદા લોકો અને સંસ્કૃતિઓની વાર્તાઓ અનુવાદ દ્વારા છોકરાંઓને પહોંચે તો લોકોમાં સદ્ભાવના અને એકતાને પ્રોત્સાહન મળે.

**શ્રીવિદ્યા નટરાજને** ઔપચારિક શિક્ષણના કામમાંથી નીકળી બાળકોના પુસ્તકો માટે ચિત્રો કરવાનું પસંદ કર્યું. તેઓ એક ભારતનાટ્યમ નૃત્યકાર અને શિક્ષક છે. તુલિકા જોડે તેમણે પાંચ પુસ્તકો તૈયાર કર્યા છે.

**મમતા પંડ્યા** પર્યાવરણ શિક્ષણ કેન્દ્ર, અમદાવાદમાં પર્યાવરણ શિક્ષણનું કાર્ય કરે છે. તેમને વાંચવાનો અને મુસાફરી કરી નવી નવી જગ્યાઓ જોવાનો ખૂબ શોખ છે. તેમને બાળકો જોડે ખૂબ મજા આવે છે.

ISBN 81-8146-012-X




**GUJARATI**

Age 4+ / ₹ 75